# શ્રીગોકુલેશ પાઠશાળા

## વર્ષ ૨ અંક ૯ , પોષ સુદ ૧૧, ૨૦૬૫

## શ્રીપુત્રદા એકાદશી વ્રત



શ્રીવલ્લભકુલભૂષણ સકલ શાસ્ત્ર શ્રુતિધાર,
વકતા કર્તા રક્ષક શિક્ષક ધર્મ સુચાર.
શ્રીસુરેશપ્રભુ એક જે શ્રીગોકુલ ઘરના ધણી,
રાખી સૃષ્ટિને નિજચરણે, ધરી સિદ્ધાંતની છડી.

સર્વ શ્રીગોકુલેશચરણશરણાનુરાગી સમાજ,

જૈ જૈ શ્રીગોકુલેશ,

શ્રીગોકુલેશ પાઠશાળા આપ સર્વે શ્રીગોકુલેશચરણશરણાનુરાગી આવનાર મકરસંક્રાન્તિની વધાઇ. મકર સંક્રાન્તિનો પુણ્યકાલ સૂર્યોદયથી સૂર્યાસ્ત પર્યન્ત છે. આ દિવસે પવિત્ર નદીઓમાં માઘ સ્નાનનું ખૂબ મહત્વ છે. મર્યાદામાર્ગમાં આજના દિવસે અનેક ભાવિક-ભક્તો ત્રિવેણી સંગમ જઇને પવિત્ર સ્નાન કરે છે. આજના દિવસે આપણે શ્રીપ્રભુને તિલવા ધરવામાં આવે છે.

આપણે છેલ્લા કેટલાય સમયથી શ્રીગોકુલેશ પાઠશાળા દ્વારા માર્ગીય બોધનું અધ્યયન નિયમિત કરતાં આવ્યાં છીએ. છતાં કોઇને કોઇપણ પ્રકારનો માર્ગીય પ્રશ્ન, વિચાર હોય તો આપ અમને વિના સંકોચે અવશ્ય અમારા ઇમેઇલ દ્વારા સંપર્ક કરી શકો છો.

ભાવત્ક :- દાસ ગોપાલ (વડોદરા), રાજેન્દ્રભાઇ કડકીયા (યુ.એસ.એ)

।। શ્રીગોકુલેશો જયતિ ।।

ગુરુ શિક્ષા – ૧૫

# યથા - અર્થ - ગોસ્વામી શ્રીદેવકીનન્દનાચાર્યશ્રી

..ગતાંકથી આગળ

ગયાં વખતે આપણે જોયું કે જે વ્યવહાર અન્ય પુષ્ટિમાર્ગીય હવેલીમાં થાય છે, તેનાથી ભિન્ન વ્યવહાર આપણા શ્રીગોકુલનાથજીના મંદિરોમાં ચાલે છે. કારણકે આપણો વ્યવહાર ત્યાં (શ્રીગોકુલ નાથજીના મંદિરમાં) કેવળ ને કેવળ શ્રીસર્વદા સેવ્ય શ્રીગોકુલેશ પ્રભુચરણ માટે જ છે, નહીં કે શ્રીઠાકોરજી માટે. શ્રીગોકુલનાથજી મંદિરમાં જ નહીં, પણ દરેકેદરેક કહેવાતા પુષ્ટિમાર્ગીય દેવાલયોની વાત છે, જ્યાં જો વ્યવહાર શ્રીઠાકોરજીના નામે ચાલતો હોય તો તે જીવને દેવ-દ્રવ્ય જ લેવાય છે. અને આ વિષયમાં શ્રીમહાપ્રભુજીનો સિદ્ધાંત શિલાલેખની જેમ દૃઢ, સ્પષ્ટ, અને હરહંમેશ માટે એક જ છે, જે કેવળ આપણા શ્રીગોકુલનાથજીના ઘરના સેવક-વૈષ્ણવોને લાગુ નથી પડતું, પણ સમસ્ત પુષ્ટિ-સૃષ્ટિ કે જે શ્રીમહાપ્રભુજી, ઊભયપ્રભુચરણ શ્રીગોપીનાથજી-શ્રીગુસાંઇજીને અને શ્રીસપ્તાચાર્યને માનતી હોય, તે સર્વને લાગું પડે છે. અને સર્વ માટે આ એક સિદ્ધાંત યાદ રાખવો ...**જો શ્રીઠાકોરજીકો દ્રવ્ય ખાયગો સો મેરો (શ્રીમહાપ્રભુ) નાંહીં**...એટલે આપણે જો આ માર્ગને અનુસરનારા હોઇએ, તો આપણે શ્રીમહાપ્રભુજીના થઇને રહેવું પડે. અને જો શ્રીમહાપ્રભુજીના થવું હોય તો પછી આપશ્રીની આજ્ઞાને શિરોમાન્ય કરવી પડે. અને છતાં જો જે દેવ-દ્રવ્યનો ઉપયોગ કરવા માંગતો હોય તો તેને **દેવલક** કહેવાય.

**દેવલક :-**

દેવલક એટલે દેવલ - કન્ એટલે કે દેવના પૂજનનો સ્વીકાર અર્થાત્ દેવતાનો સ્વીકાર પોતાની જીવિકા માટે જે વ્યક્તિ કરતી હોય તેને દેવલક કહેવાય. જેને શાસ્ત્રમાં અત્યંત નિંદિત અને પાપવાળું કર્મ કહ્યું છે. જુઓ આ વચનો, જેમાં શું કહેવા માંગે છે શાસ્ત્રકારઃ

**શ્વાનં શ્વપાકં પ્રેતધૂમં દેવ-દ્રવ્યોપ જીવનં ગ્રામયાજકં સોમ વિક્રયેણં, ચીતીં ચિતિકાષ્ઠં, મદ્યં, મદ્યભાંડે, સસ્નેહે, માનુષાસ્થિં, શવસ્પૃશં મહાપાતકિનં શવં, સ્પૃષ્ટા સચૈલં, અમ્ભોગ ગ્રાહય, ઉત્તિર્ય, અગ્નિં ઉપસ્પૃશ્ય, ગાયત્ર્યષ્ટશતં જપેત..**

કૂતરાને, ચાંપાલને, મડદાના ધૂમાડાને તેમજ દેવદ્રવ્ય ખાનાર વ્યક્તિને, પીંડદાન લેનાર (કાટીયા)ને, સોમયજ્ઞ માટે સોમવલ્લિનું વેચાન કરનારને, મડદાની ચિતાને, એ ચિતાના લાકડાને, દારૂને, દારૂના પાત્રને, લોહીમાંસથી ખરડાયેલા હાડકાને, મડદાના અપકનારને મહાપાતકીને અને મડદાને અડકવાથી પહેરેલાં કપડાં સાથે સ્નાન કરી, અગ્નિનો સ્પર્શ કરી, ગાયત્રીના ૧૦૮ જાપ કરવાથી શુદ્ધ થવાય. (ગાયત્રીનો આદેશ ત્રિ-વર્ણ દ્વિજાતિ એટલે કે બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય એ ત્રણે માટે છે, તેથી ત્રણે વર્ણોને જનોઇ (દ્વિજ) લેવાની હોય છે અને ત્રણે વર્ણ દ્વિજ કહેવાય છે. અર્થાત્ ત્રણે વર્ણોને ઉદ્દેશીને ઉપરનો શ્લોક કહેવામાં આવ્યો છે).

જોયુ, કેટલું ભયંકર છે આ વચનો. અને શ્રીમહાપ્રભુજીની સાથે આજ્ઞા પણ આવી જાય. જો કદાચ દેવદ્રવ્ય ખાનાર (દેવલક) બને અને શુદ્ધિ પણ કરી લે, પણ ત્યારે શ્રીમહાપ્રભુજીના તો થવાતાં જ નથી. તો આ માર્ગમાં રહેનારને શું ફાયદો ? જો માર્ગમાં રહેવું હોય તો શ્રીમહાપ્રભુજીના થવું પડે, અને જો શ્રીમહાપ્રભુજીના થવું હોય તો શ્રીમહાપ્રભુજીની આજ્ઞા માનવી પડે. અને જો શ્રીમહાપ્રભુજીની આજ્ઞા માનવી છે, તો સર્વ પ્રથમ તો આપણે દેવ-દ્રવ્યનો બાધ - છોડી દેવું જોઇએ, ક્યારેય ગ્રહણ ન કરવું જોઇએ.

વર્ણાશ્રમ વ્યવસ્થા બતાવનાર મહાપુરુષ ભગવાન મનુ કહે છે કે :-

**ચિકિત્સકાન્ દેવલકાન્ માંસવિક્રયિણસ્તથા ।**

**વિપણેન યે જીવન્તો વર્જ્યો સ્યુઃ હવ્યકવ્યયોઃ ।। (મનુસ્મૃતિ ૩-૧૫૨)**

અર્થ :- લોકોની બીમારીનો લાભ ઉઠાવી ગેરરીતિથી કમાતા ચિકિત્સક (**ચિકિત્સકાન્**), પોતાની જીવિકા માટે દેવની પૂજા કરનારા (**દેવલકાન્**), માંસ વેચનારા અને અનીતિથી લેવડ-દેવડનો ધંધો કર નાર (**માંસવિક્રયિણસ્તથા**)- આ બધાં દેવકાર્યમાં અર્થાત્ યજ્ઞ-યાગાદિ (**હવ્યકવ્યયોઃ**) અને પિતૃકાર્ય-શ્રાદ્ધ વગેરે કર્મોમાં કાંઇપણ ગ્રહણ કરવું નહીં.

આ બધાં વચનો કાંઇ જેવા તેવાં નથી. શાસ્ત્રોમાં કહેલ છે. તેથી પુષ્ટિમાર્ગ તો શું, આપણે સનાતન ધર્મના અધિકારી પણ ન થઇ શકીએ, જો આ પ્રકારે આપણું જીવન ચલાવીએ. શ્રીમહાપ્રભુજી

આજ્ઞા કરે છે કે **જો મેરો વ્હે કે દેવ-દ્રવ્ય ખાયેગો સો મહાપાતકી હોયગો, ઓર કબહુ મેરો નાહિ કહાવેગો.** (ઘરુવાર્તા)

અહીં શ્રીમહાપ્રભુજીએ દેવદ્રવ્ય ખાનારને મહાપાતકી કહ્યા છે, જે **મહાપાતકી**નો અર્થ ધર્મશાસ્ત્રોમાં આ રીતે બતાવવામાં આવ્યો છે.

૧. બ્રહ્મહત્યા, ૨. મદ્યપાન, ૩. ચોરી, ૪. ગુરુપત્ની સાથે ગમન કરનાર. (મનુસ્મૃતિ)

એ પાપોનો સંસર્ગ જેનાથી થાય તે **મહાપાતકી** કહેવાય છે. આ રીતે આપણે જોઇ શકીએ છીએ કે કોઇ પણ દષ્ટિથી કોઇ પણ પ્રકારે દેવ માટે અર્પણ કરેલી વસ્તુનું જે કોઇ વ્યક્તિ પુનઃ ગ્રહણ કરે છે - પાછી મેળવે છે (અથવા પોતાના માટે ઉપયોગ કરે છે) તો ત્યાં દેવ-દ્રવ્ય ગ્રહણ કરવાના પાપને કારણે તે **મહાપાતકી** બને છે મહાપાતકી માટે શાસ્ત્ર કહે છે કે - મહાપાતકીના દેહનો દાહ ન કરવો, અંત્યેષ્ટિ ન કરવી તેમજ અસ્થિચયન ન કરવું, એના માટે અશ્રુપાત ન કરવો, એનું પીંડદાન, શ્રાદ્ધ વગેરે કાર્યો પણ ન કરવાં.

**પુષ્ટિમાર્ગ ઠોર-મઠડીનો માર્ગ નથી. પુષ્ટિમાર્ગ કાંઇ મનોરથોના ભવાડા કરવાનો માર્ગ નથી. પુષ્ટિમાર્ગ કોઇ સામુહિક પ્રચારનો માર્ગ નથી. પુષ્ટિમાર્ગ પોતાની લાભ-તૃષ્ણાનો માર્ગ નથી. પુષ્ટિમાર્ગ આ સર્વથી ઉપર છે. કદી શ્રીમહાપ્રભુજી, ઊભયપ્રભુચરણ (શ્રીગોપીનાથજી, શ્રીગુસાંઇજી), શ્રીસપ્તાચાર્યો, અને મહાનુભાવ આચાર્યોએ આવો માર્ગ નતો વિચાર્યો. આ પૂર્વાચાર્યોનો માર્ગ આવો નથી. જે આજે આપણે જોઇ રહ્યાં છે.**

તેથી શ્રીઠાકોરજીના મંદિરરૂપ દેવાલયમાં જે કાંઇ પૈસા અથવા વસ્તુના રૂપમાં આપવામાં આવે અને તેના બદલામાં કહેવાતા પ્રસાદના રૂપમાં એક કણિકા અથવા પાનની બીડી લેવાની હોય તો પણ તે દેવ-દ્રવ્યને ગ્રહણ કરવાનું થાય અર્થાત્ દેવના દ્રવ્યનું વળતર થયું અને તે ગ્રહણ કરવાથી આપને વૈષ્ણવ જ નહિં, પરંતુ એક સાચા મનુષ્યની હરોળમાં પણ નથી આવી શકતા.

દેવાલય રીતે ચલાવવામાં આવતા જાહેર મંદિરોમાં જે કાંઇપણ લેવાય છે તે **શ્રીઠાકોરજી માટે** લેવાય છે, તેવા તેના એક એક પૈસા ઉપર તે દેવાલયમાં બિરાજમાન દેવનો-શ્રીઠાકોરજીનો હક્ક છે. તેથી જ શ્રીમહાપ્રભુજીએ ગૃહસેવામાં શ્રીઠાકોરજીની ભેટ કે દાનનું વિધાન કર્યું નથી. પરંતુ સ્વ સર્વસ્વના

નિવેદનનું વિધાન કર્યું છે. પોતાનું સર્વસ્વ પ્રભુને અર્પન કરેલ વસ્તુ-અન્ન વગેરેથી પોતાના દેહ અને ગેહ વગેરેનો સેવક(દાસવત) નિર્વાહ કરવાથી, માયાના દોષોના (દેહ, ઈન્દ્રિય, પ્રાણ, અંતઃકરણને પ્રતિબંધરૂપે નડતા) નિવારણનો અને જીવને પોતાની ફલસિદ્ધિનો નિર્દેશ કર્યો છે.

તેથી જ પુષ્ટિમાર્ગમાં પરમાત્મા માટે નિવેદન-સમર્પણ-વિનિયોગની પદ્ધતિ છે - નહિં કે દાન અને ભેટની.

પણ હા, આ નિવેદન-સમર્પણ-વિનિયોગ આપણે કેવળ પોતાનાજ ઘરમાં સંભવ છે, જાહેર દેવાલયો-કહેવાતી પુષ્ટિમાર્ગીય હવેલીઓમાં નહિં. જેનો આપ પ્રત્યક્ષ અનુભવ કરી શકો છો. થોડો જાતે વિચાર કરીને !

પોતાના ઘરમાં બિરાજતા પ્રભુ સન્મુખ ભેટની બુદ્ધિથી જે કાંઇ મુકવામાં આવે તેનું ગ્રહણ સેવક તરીકે આપણે ન કરી શકીએ. તે દેવનું દ્રવ્ય ફક્ત દેવની વસ્તુ કે વસ્ત્ર કે આભૂષણ વગેરેના રૂપમાં એ રીતે ઉપયોગમાં લેવું જોઇએ કે જેથી તે પ્રભુ પાસે જ રહે અને આપણાથી એનો સંપર્ક ના થાય અથવા ગ્રહણ ન થાય.

આચાર્યશ્રીની કૃપારૂપ ઉચ્છિષ્ટ - અધરામૃતના રૂપમાં જે મહાપ્રસાદ લેવામાં આવે છે તે આપણા દેહ, ઈન્દ્રિય, પ્રાણ, અંતઃકરણ વગેરેને અલોકિક પોષણ આપે છે, તેથી જ આપણા વડીલો આ આચાર્યગૃહરૂપ મંદિરોમાં ઉચ્છિષ્ટ-અધરામૃત-શ્રીઆચાર્યના અનુગ્રહરૂપી ત્યાંજ બેસીને ગ્રહણ કરતાં, **પ્રસાદનો સાચો અર્થ છે કૃપા, નહીં કે સમાધાન.**

**યસ્ત આશિષઆશાસ્તે ન સ ભૃત્યઃ સવૈ વણિક્**

**વૈષ્ણવોને તો કૃપા અપેક્ષિત છે. વળતરની અપેક્ષા રાખનાર તો વહેપારી કહેવાય.**

શ્રીમદ્ ભાગવત (૭-૧૦-૪)માં ભક્ત શ્રીપ્રહલાદજી ભગવાન શ્રીનૃસિંહજીને વિનંતી કરે છે કે **હે પ્રભુ ! તમારા શરણમાં આવ્યા બાદ તમારી પાસે જે આશીર્વાદની પણ કામના છે તે કરે છે, તે સેવક નથી, પણ વણિક વહેપારી છે.**

જ્યાં મર્યાદામાર્ગીય ભક્ત શ્રીપ્રહલાદજી આશીર્વાદ કે કામનારૂપ વસ્તુની માંગણીને વળતર કે સમાધાન ગણતા હોય તો પુષ્ટિમાર્ગમાં શરણાગતિ કે ભક્તિમાર્ગ ગ્રહણ કરી જીવે શું વિચારવું જોઈએ તે હું આપણા ઉપર છોડી દઉં છું. **કિંમત નો પર્યાયવાચી શબ્દ ન્યોછાવર છે. પણ પ્રસાદનો પર્યાયવાચી શબ્દ સમાધાન નથી.**

દેવને આપેલી વસ્તુમાંથી પાછું સ્વીકારવું તેનું નામ **સમાધાન**. ઉપર બતાવેલા કેટલાક મુખ્ય વિચારોથી જ આપણે સમજી શકીએ છીએ કે આપણી શ્રીગોકુલેશજીની સૃષ્ટિના ગામોમાં જે અલૌકિક સ્થળોની સ્થાપના થઇ તે **આચાર્યગૃહરૂપ**માં હતી, નહીં કે છેલ્લા ૫૦ વર્ષમાં આપણે દેવાલય કે મંદિરના રૂપમાં સમજવા લાગ્યાં તેં પ્રકારની.

**શ્રીમહાપ્રભુજીનો શ્રીકૃષ્ણસેવાનો સિદ્ધાંત તે ગૃહસેવાનો સિદ્ધાંત છે, જાહેર દેવાલય તરીકેનો નહીં.**

મુખ્યત્વે આ વિવેચનથી બધું જ સ્પષ્ટ થઇ જાય છે. આમ ઉપર તો સિદ્ધાંત મુજબની વાત થઇ. આજના સમયમાં પુષ્ટિસૃષ્ટિ શ્રીમહાપ્રભુજીના સિદ્ધાંતોનો અજ્ઞાનના કારણે બહિર્મુખ થઇ ગઇ છે અને પુષ્ટિમાર્ગથી વિપરીત એવા આચરણ, કાર્યોમાં લાગી ગઇ છે. નિશ્ચિતપણે આની અસર આપણી અલૌકિક શ્રીચતુર્થગૃહની સૃષ્ટિ પર પણ પડી છે. આવા વિપરીત સંજોગોમાં શ્રીમહાપ્રભુજીના સિદ્ધાંતોને અનુરૂપ કોઈપણ સંસ્થા ઊભી થતી હોય કે જુની સંસ્થાઓને તેમના મૂળ આચાર્યગૃહરૂપે ચલાવવામાં આવે તે વૈષ્ણવસૃષ્ટિ માટે ખૂબજ અપેક્ષિત છે.

**આથી, વલ્લભસંપ્રદાય પુષ્ટિમાર્ગના સિદ્ધાંતોનું પાલન કરતી તેવી સંસ્થાને હું શતશઃ ધન્યવાદ અને આશીર્વાદ આપું છું. તેમજ આપણા સૌના ઉદ્ધાર માટે જ પુષ્ટિમાર્ગ જેવો અલૌકિક દિવ્ય માર્ગ પ્રગટ કરીને દર્શાવનાર શ્રીમહાપ્રભુજી, શ્રીઊભયપ્રભુચરણ (શ્રીગોપીનાથજી, શ્રીગુસાંઇજી) અને શ્રીચતુર્થકુમાર શ્રીગોકુલેશ પ્રભુને હું પ્રાર્થના કરું છું કે વૈષ્ણવોના સિદ્ધાંત સંમત આ પ્રકારના આ ભાવને આપ પ્રભુ સાકાર કરે.**

યથાર્થ, પ્રશ્નોત્તરીમાંથી સાભાર

સંકલન :- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા

# કયા માર્ગની ઉત્તમતા ?

## શરણ - ૨

..ગતાંકથી આગળ

**ગુરુદેવ :-** તે પ્રમાણે જીવોમાંથી ભગવદ્ધર્મો તિરોહિત થયા ત્યારથી જીવો અહંતા-મમતાત્મક અવિદ્યાનાં કાર્યરૂપ સંસારમાં બંધાઇ રહેલા છે. અને જન્મ મરણનાં દુ:ખો ભોગવે છે તેમાંથી છૂટવાના અનેક યત્ન કરે છે, છતાં ખરો રસ્તો ન મળવાથી છૂટી શકતો નથી. પરંતુ ઉલટો લૌકિક-વૈદિક સુખ-દુ:ખમાં બંધાઇ રહે છે. તે જન્મ-મરણનું દુ:ખ કયા ઉપાયથી મટે? એ વિષે વિચાર કરતાં અવિદ્યાના સંબંધથી એ દુ:ખ મટે એવો નિશ્ચય થાય છે. અવિદ્યાનો સંબંધ કેમ છૂટે ? એવો વિચાર કરતાં અવિદ્યા માયાને કરેલી હોવાથી જે માયાને દૂર કરી શકે તેની શરણે જવાથી અવિદ્યા પણ દૂર થઇ શકે તે માટે શ્રીગીતા અધ્યાય ૭ શ્લોક ૧૪માં લખ્યું છે કે : **मामेव ये प्रपद्यन्ते मायामेतां तरन्ति ते ।**

**અર્થ :-** (શ્રીકૃષ્ણ અર્જુનને આજ્ઞા કરે છે કે) જે જીવો મારી શરણે આવે છે તેઓ મારી માયાને તરે છે. એમ શ્રીકૃષ્ણ ભગવાને પોતાની શરણાગતિજ માયા તરવાનો ઉપાય કહેલ છે. બીજા કોઇ દેવની શરણે ગયે માયા તરી શકાતી નથી એમ બતાવવા માટે मामेव એમ એવકાર કહ્યો છે. છેવટે પણ **सर्वधर्मान् परित्यज्य मामेकं शरणं व्रज। સર્વ ધર્મોનો પરિત્યાગ કરી મને એકને શરણે પ્રાપ્ત થા.**

એમ કહી પોતાની શરણે આવવાનોજ ઉપદેશ કર્યો છે-અર્થાત્ શ્રીગીતાજીના પ્રારંભમાં शाधी मां त्वां प्रपन्नम् **હું આપની શરણે પ્રાપ્ત થયો છું**, માટે મને ઉપદેશ કરો, એમ અર્જુને શ્રીકૃષ્ણની શરણે આવી સંદેહ મટાડવા માટે પ્રાર્થના કરી હતી; તેમાં સાંખ્ય, યોગ, કર્મ, જ્ઞાન, અને ભક્તિ એ સર્વમાં જે જે અર્જુનને સંદેહો હતા, તે તે દૂર કરીને છેવટે ભગવાને આજ્ઞા કરી છે કે

**सर्वगुह्यतमं भूयः श्रृणु मे परमं वचः ।**

**इष्टऽसि मे दृढमिति ततो वक्ष्यामि ते हितम् ।। ६४ ।।**

**मन्मना भव मद्भक्तो मद्याजी मां नमस्कुरु ।**

**मामेवैष्यसि सत्यं ते प्रतिजाने प्रियोऽसि मे ।। ६५ ।।**

અર્થ :- હે અર્જુન! મારા અત્યંત ગોપનીય શ્રેષ્ઠ વચનને ફરીથી તું સાંભળ. કારણકે તુ મને અત્યંત પ્રિય છો. તેથી મારા કલ્યાણની વાત હું કહું છું. કે તું મારામાં મન રાખનારો, મારી ભક્તિ કરનારો, મારું યજન કરનારો અને મને નમસ્કાર કરનારો થા. અને તેમ કરવાથી તું મનેજ પ્રાપ્ત થઈશ એમ હું સત્ય પ્રતિજ્ઞાથી કહું છું. કારણકે તું મને પ્રિય છે.

એમ બે શ્લોકો કહી તેમાં પોતાની શરણે આવવારૂપ सर्वधर्मान् परित्यज्य એ શ્લોક કહ્યો છે તેથી શ્રીગીતાજીનો ઉપક્રમોપસંહાર જોતા શ્રીકૃષ્ણની શરણે જવાનો જ અભિપ્રાય સિદ્ધ થાય છે.

જીવ શ્રીકૃષ્ણની શરણે જવાથી સર્વ દુ:ખના કારણરૂપ અવિદ્યાને ઉત્પન્ન કરનાર માયાને તરીને જન્મ-મરણથી નિવૃત્તિરૂપ અપુનર્ભવ-મોક્ષ-પ્રાપ્ત કરી પરમાનંદનો અનુભવ કરે છે, એમ વેદ, ગીતા, શ્રીમદ્ભાગવતાદિ પુરાણો ડિંડિમ ઘોષથી પુકારે છે. જેમકે શ્વેતાશ્વતરોપનિષદ્ અધ્યાય ૬, મંત્ર ૧૮માં

**यो ब्रह्माणं विदघाति पूर्व यो वै वेदांश्च प्रहिणोति तस्मै ।**

**तं ह देवमात्मबुद्धिप्रकाशं मुमुक्षुवैं शरणमहं प्रपद्ये ।।**

અર્થ :- જે પરમાત્મા પ્રથમ બ્રહ્માને ઉત્પન્ન કરે છે, અને જે ઈશ્વર બ્રહ્માને વેદોનો ઉપદેશ કરે છે તે આત્મા અને બુદ્ધિને પ્રકાશ કરનાર દેવને મોક્ષની ઈચ્છા રાખનાર હું - સ્થૂલસૂક્ષ્મદેહવિશિષ્ટ જીવાત્મા -શરણે પ્રાપ્ત થાઉં છું.

એમજ ગોપાલતાપની ઉપનિષદ્માં પણ નીચે પ્રમાણે શ્રુતિ કહે છે કે :-

**यो ब्रह्माणं विदघाति पूर्वं यो वै विद्यास्तस्मै गोपायति कृष्णः ।**

**यस्तं देवमात्मवृत्तिप्रकाशं मुमुक्षुवैं शरणमनुव्रजेत् ।।**

અર્થ :- જે પરમાત્મા બ્રહ્માને ઉત્પન્ન કરે છે અને જે શ્રીકૃષ્ણ બ્રહ્માને વિદ્યાનો ઉપદેશ કરી તેની વિદ્યાની રક્ષા કરે છે તે આત્માની વૃત્તિનો પ્રકાશ કરનાર પરમેશ્વર શ્રીકૃષ્ણને મોક્ષની ઈચ્છા રાખનારો પુરુષ શરણે પ્રાપ્ત થાય. તેજ રીતે શ્રીગીતાજીના અધ્યાય ૭ શ્લોક ૧૪માં લખ્યું છે કે :-

**दैवी ह्येषा गुणमयी मम माया दुरत्यया ।**

**मामेव ये प्रपद्यन्ते मायामेतां तरन्ति ते ।।१४ ।।**

અર્થ :- જેને પાર કરવી ઘણી મુશ્કેલ છે એવી, ગુણવાળી, દૈવી, આ મારી માયા છે, માટે મને જ જેઓ શરણે આવે છે તેઓ આ મારી માયાને તરે છે. ૧૪

તેમજ અધ્યાય ૯, શ્લોક ૩૨માં ભગવાન શ્રીકૃષ્ણ અર્જુનને ઉપદેશ કરે છે કે :-

**मां हि पार्थ! व्यपाश्रित्य येऽपि स्युः पापयोनयः ।**

**स्त्रियो वैश्यास्तथा शूद्रास्तेऽपि यान्ति परां गतिम् ।।३२ ।।**

અર્થ :- હે પાર્થ! જે કોઇ પણ પાપયોનિવાળાઓ સ્ત્રીયો, વૈશ્યો, અને શૂદ્રો પણ મારો જ આશ્રય કરીને ઉત્તમ ગતિને પ્રાપ્ત થાય છે. ૩૨

વળી શ્રીભાગવત સ્કંધ ૧૧ અધ્યાય ૫ શ્લોક ૪૧માં લખવામાં આવ્યું છે કે :-

**देवर्षिभूताप्तनृणां पितृणां न किंकरो नायमृणी च राजन् ।**

**सर्वात्मना यः शरणं शरण्यं गतो मुकुंदं परिहृत्य कर्तम् ।।४१ ।।**

અર્થ :- હે રાજા! જે મનુષ્ય સર્વ રીતે સર્વ કર્તવ્યોનો ત્યાગ કરી દઇને શરણાગતરક્ષક ભગવાન્ મુકુન્દને શરણ જાય છે, તે દેવતા, ઋષિ, ભૂત, આપ્તજન, પિતૃગણ એમાંથી કોઇનો ઋણી તેમજ કિંકર રહેતો નથી.

તેથીજ શ્રીમદ્ભાગવત સ્કંધ ૧૧ અધ્યાય ૧૨માંના શ્લોક ૧૪-૧૫માં લખ્યું છે કે :-

**तस्मात्त्वमुद्धवोत्सृज्य चोदनां प्रतिचोदनाम् ।**

**प्रवृत्तं च निवृत्तं च श्रोतव्यं श्रुतमेव च ।।१४ ।।**

**मामेकमेव शरणमात्मानं सर्वदेहिनाम् ।**

**बाहि सर्वात्मभावेन यास्यसे त्व्ह्यकुतोभयम् ।।१५ ।।**

અર્થ :- તેથી હે ઉદ્ધવ! તુ વિધિ, નિષેધ, પ્રવૃત્ત, નિવૃત્ત કર્મ, સાંભળેલું સાંભળવાનું, આ બધું છોડી દઈને સર્વાત્મભાવથી સર્વ પ્રાણીઓના આત્મારૂપ એવા અદ્વિતીય મારેજ શરણે આવ. તેમ કરવાથી તુ નિશ્ચય નિર્ભયપણાને પ્રાપ્ત થઈશ.

એમજ વિષ્ણુપુરાણના અંશ ૯માંના પ્રથમ અધ્યાયના શ્લોક ૫૮માં કહ્યું છે કે :-

**तावदार्त्तिस्तु सा वाञ्छा तावन्मोहस्तथाऽसुखम् ।**

**यावन्नायाति शरणं त्वामशेषाघमोचनम् ।। ५८ ।।**

અર્થ :- ત્યાં સુધી પીડા, તૃષ્ણા, મોહ, તેમજ વિષયસુખરૂપ દુ:ખ છે કે જ્યાં સુધી જીવ સમસ્ત પાપોથી મુકાવનાર આપને પરમાત્માને) શરણે પ્રાપ્ત થતો નથી.

સંકલન :- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા



# સિદ્ધાંત રહસ્ય

..ગતાંકથી આગળ

ગયાં વખતે આપણે શ્રીનાથજીનું મંદિર (જતિપુરામાં, શ્રીગિરિરાજજી ઉપર) કેવી રીતે સિદ્ધ થયું, તેના વિષે આપણે થોડું સમજ્યાં. હવે આપણે આગળ વધીએ, અને ગૂઢ વિષયને સમજવાનો પ્રયત્ન કરીએ. જેથી આપણા મનમાં રહેલ સંશયો દૂર થઇ શકે. આપણા માર્ગમાં કોઈપણ અને દરેક પુષ્ટિ સ્વરૂપ (શ્રીઠાકોરજીનું સ્વરૂપ)ને જીવની સાધના માટે એક ચોક્કસ પદ્ધતિ દ્વારા શ્રીગોસ્વામી બાલક પાસેથી **પુષ્ટ** કરવામાં આવે છે. હવે આ પુષ્ટ કરવાની પ્રક્રિયા બે પ્રકારે થાય છે.

૧. સ્વાર્થ પ્રતિષ્ઠા અને

૨. પરાર્થ પ્રતિષ્ઠા.

હવે આપણે આ બન્ને પ્રકારની પ્રતિષ્ઠાને ક્રમવાર સમજવાનો પ્રયત્ન કરીએ. વિષય અઘરો નથી, તેથી આપણે જો ધ્યાનથી સમજવાનો પ્રયત્ન કરીશું તો આપણને યથાર્થ માર્ગદર્શન પ્રાપ્ત થશે. **સ્વાર્થ પ્રતિષ્ઠા** ને આપણે **ભાવ પ્રતિષ્ઠા** પણ કહેવાય છે. અને એ ભાવના કારણે આપણે ત્યાં આપણા ઘરોમાં પુષ્ટ થઇને આપણા ઘરે પાટ બેસાડવામાં આવે છે. તેથી જે દિવસે આપણા માથે શ્રીઠાકોરજી પધાર્યા, ત્યારે આપણે તે દિવસને પાટોત્સવ કહીએ છીએ. હવે આ શ્રીઠાકોરજી પુષ્ટ કરનાર કોણ? કેવળ સુયોગ્ય ગોસ્વામી બાલક (શ્રીમહાપ્રભુજીના વંશજ). શ્રીગુસાંઇજીએ એક સુંદર ગ્રંથ પ્રગટ કરેલ છે, જે આ ભાવ પ્રતિષ્ઠાની પ્રક્રિયા સમજાવે છે. તે ગ્રંથનું નામ છે **પુરુષોત્તમ પ્રતિષ્ઠા પ્રકાર**, જે હાલમાં આપણા માર્ગના આજના એક એવા પરમ વિદ્વાન આપના પરમગુરુચરણ પુજ્યચરણ ગોસ્વામી શ્રીશ્યામ મનોહરજી (પાર્લા-કિશનગઢ)એ પ્રકાશિત કરેલ છે. શ્રીઠાકોરજી જે જીવને માથે પધારશે, તે જીવના સ્વભાવ-અધિકારાનુસાર પોતે ક્રીડા કરે છે. જેનો પ્રત્યક્ષ ઉદાહરણ આપણે વાર્તા પ્રસંગોમાંથી સમજી શકીએ છીએ. જેમકે દામોદર સંભાલવાલાને ત્યાં શ્રીઠાકોરજીએ રાજ-વૈભવની સેવા સ્વીકારી, અને પદ્મનાભદાસજીને ત્યાં કેવળ છોલા પણ આરોગ્યાં, ડોકરી વાર્તા કહે ત્યારે શ્રીઠાકોરજી પોતે હોંકારો ભરતાં, અને વહુંના હાથેજ ભોગ અરોગવો એ શ્રીઠાકોરજીને રૂચતું. આવા તો લગભગ અનેક પ્રસંગો આપણને ૮૪, ૨૫૨, ૭૮ ભગવદીયોના ચરિત્રોમાંથી આપણે પ્રત્યક્ષ વાંચીને સમજી શકીએ છીએ. આ ચરિત્રો આપણને શું સમજાવવા માંગે છે? શ્રીઠાકોરજી કેવા છે? શ્રીઠાકોરજી **ભક્તોદ્ધારક (ભક્ત ઉદ્ધારક)** છે. જે કેવળ જે ભક્તને માથે બિરાજ્યાં, તે તો કેવળ તે ભક્તને માટેજ છે. એક વૈષ્ણવ વ્રજમાં પોતાના શ્રીઠાકોરજીને પધરાવીને જતો હતો, ત્યારે રસ્તામાં એક ડોકરી-વૈષ્ણવનું ઘર આવ્યું. રાત્રે એ ડોકરીને ઘરે રોકાયો, અને પછી તે ડોકરીને પોતાના શ્રીઠાકોરજી (શ્રીબાલકૃષ્ણજીનું સ્વરૂપ) પધરાવીને વિનંતી કરી કે હમણાં ઠંડીના દિવસો છે, અને હું વ્રજમાં જવું છું, જો આપ મારા શ્રીઠાકોરજીની સેવામાં પહોંચો, તો આપણો ખૂબ આભાર. ત્યારે ડોકરીએ સહર્ષ સેવા સ્વીકારી લીધી. હવે આ વૈષ્ણવ આગળ પોતાના કાર્યાર્થે ગયો. ઠાકોરજીને ઝાંપીજીમાં પધરાવ્યાં હતાં. આ ડોકરીએ તે ઝાંપીજી ખોલી અને શ્રીઠાકોરજીને બહાર પધરાવ્યાં. પણ જ્યારે તે ઝાંપીજી ખોલે છે, ત્યારે જોઇને ખૂબજ ખેદ પામે છે. કારણ? ડોકરીના સેવ્ય શ્રીમદનમોહનજીનું સ્વરૂપ છે, જેમનો આકાર ઠાડો (ઊભો) છે. તેથી જ્યારે આ ડોકરીએ શ્રીબાલકૃષ્ણજીના દર્શન કર્યાં તો આપશ્રી ઘુંટણીયે વળેલા છે. એટલે ડોકરીને થયું કે

શ્રીઠાકોરજીને ઠંડી લાગે છે, તેથી આમ ઠુઠીયું વાળીને બીરાજી રહ્યાં છે. તેથી વાત્સલ્ય ભાવે આ ડોકરી શ્રીઠાકોરજીને પ્રથમ તો હલકા હાથે માલીશ કરે છે, શ્રીઠાકોરજી ને લાગ્યું કે હવે જોં હું સીધો નહીં થાઉ તો આ મને આમજ માલીશ કર્યાજ કરશે. તેથી આપશ્રીએ ઠાડું સ્વરૂપ ધારણ કર્યું. કારણ ? ભક્ત સ્નેહ. અનન્યતા. અને કેવળ જ્યારે સ્વાર્થ પ્રતિષ્ઠા રૂપે બીરાજમાન છે, તેથી આવી કૃપા આપણને પ્રાપ્ત થાય છે. આ છે ભક્તોદ્ધારક સ્વરૂપ શ્રીપ્રભુનું. જ્યારે જન-સામાન્ય માટે જાહેર દેવાલયમાં બિરાજે તે **સર્વોદ્ધારક** કહેવા઼ુ.

જ્યારે શ્રીઠાકોરજી શ્રીમહાપ્રભુજીની કૃપા-કાનીથી આપણા શ્રીગુરુદેવ દ્વારા આપણા માથે પધરાવવામાં આવે છે, ત્યારે તે શ્રીપ્રભુ ભક્તોદ્ધારક બને છે, અને તેનાં પરિણામે દરેક સેવક-વૈષ્ણવ જે દિવસે શ્રીપ્રભુ તેમના માથે પધાર્યા હોય, તે દિવાસે તે સેવક-વૈષ્ણવો પોતાના ઘરે પાટોત્સવ અલગ-અલગ રૂપે ઉજવે છે. તેથી આપણે એ સમજવું પડશે કે આપણા માર્ગમાં સામુહિકી ભક્તિ નહીં, પણ વ્યક્તિગત ભક્તિનો પ્રકાર છે, જે શ્રીમહાપ્રભુજીએ માર્ગ પ્રગટ કર્યો છે. એક જોરદાર તર્ક કહો કે સત્ય કહો, વાત એમ છે કે આપણું આખું પુષ્ટિમાર્ગ શ્રીનાથજી બાવાશ્રીનો પાટોત્સવ મહા વદ ૭ના દિવસે ઉજવે છે, આ દિવસે કેમ, એ ખબર છે? આ દિવસ એટલે શ્રીનાથજી બાવાશ્રી શ્રીગુસાંઇજીના મથુરા સ્થિત સતઘરામાં પધારી શ્રીગુસાંઇજીના પરિવાર જનો દ્વારા સેવા અંગીકાર કરે છે. અને શ્રીનાથજી બાવાનો પાટોત્સવ આપણે અક્ષય ત્રિતિયાના દિવસે આપણે નથી ઉજવતા, આ અક્ષય ત્રિતિયના દિવસે શ્રીમહાપ્રભુજીએ શ્રીનાથજી બાવાશ્રીને શ્રીગિરિરાજજી પર **પરાર્થ પ્રતિષ્ઠા** રૂપે જાહેરમાં જન-સામાન્યને દર્શન માટે બિરાજ્યા.

સર્વદા સેવ્ય શ્રીદાદાજી શ્રીચતુર્થકુમાર શ્રીગોકુલેશ પ્રભુચરણ પોતાની ટીકામાં આજ્ઞા કરે છે કે **तु शब्देन एतदरिक्तप्रकारान्तरव्युदास उक्तः स्वमार्गीयभगवद्भजनं तु गृहस्थित्यभावे न सम्भवतीति पूर्वं गृहस्थितिमेवाहुः** , અર્થાત્ અહીં તુ શબ્દનો પ્રયોગ કરતાં કણ્ઠોક્ત સિદ્ધ થાય છે કે આ શ્લોકમાં જે ભજનનો પ્રકાર બતાવ્યો છે, એના સિવાય અન્ય કોઇ પણ પ્રકારનો ઉપાય નથી. સ્વમાર્ગીય ભગવદ્ભજન स्वमार्गीयभगवद्भजनं રહ્યાં વિના સંભવ ન હોવાથી પ્રથમ ગૃહસ્થિતિનું गृहस्थित्यभावे જ નિરુપણ શ્રીમહાપ્રભુજી કરે છે. આ વચનો પર જો ધ્યાન આપવામાં આવે તો અહીં સેવા-સ્થળની વાત કરવામાં આવી છે. ચાલો, આપણે આ વચનો સાથે સાથે હવેલી શબ્દ ઉપર થોડોક અવલોકન કરીએ. **હવેલી શબ્દનો કોશગત અર્થ છે :- મોટું ઘર**. હવે જો કોઇ વ્યક્તિ સાધન-સમ્પન્ન અથવા તો ધનાઢ્ય

હોય તો તેનું નિવાસ મોટા ઘરમાં હોવો સમ્ભવ છે. અને આપને એવા મોટા ઘરને હવેલી કહીએ છીએ. દા.ત. જેમ પહેલાનાં સમયમાં જમીનદાર હતાં, તેમની પાસે જમીન-જાગીર ખૂબ હતી. એવા ધનવાન લોગોનું મોટા ઘરોમાં રહેવું અત્યન્ત સહજ છે. તેમની ચાકરી કરવા હેતું નૌકર-ચાકર રહેતાં. ખેત-ખલિહાનોમાં ઘણાં મજૂરો કામ કર્યા કરતા હતાં. આપણાં પ્રશ્નને જો આપણે આ ઉદાહરણ દ્વારા સમજવાનો પ્રયત્ન કરીશું તો હવેલી (મોટું ઘર), જ્યાં શ્રીવલ્લભકુલ ગોસ્વામી બાલક બિરાજતા હોય, અથવા તો કોઈપણ સામાન્ય પુષ્ટિમાર્ગીય સેવક-વૈષ્ણવ જેમકે સમસ્ત ભારતવર્ષ ગોસ્વામી-ઈતર સ્વામિત્વની હવેલીઓથી ભરી પડી છે. પણ સમસ્યાં ત્યારે ઊભી થાય છે જ્યારે આપણી સાધના, વ્યષ્ટિ (વ્યક્તિગત)ને લાંઘીને સમષ્ટિ (સમાજગત)નું સ્વરૂપ ધારણ કરવા લાગે છે!

ઉપરોક્ત વાતો સ્પષ્ટ થઈ જવા પર હવે પ્રશ્ન એ આવે છે કે **શું ભગવત્સેવારૂપ જે આપણી વ્યક્તિગત સાધનાનું સ્વરૂપ છે, શું તેને જન-સામાન્ય, જો તે પુષ્ટિમાર્ગીય કે અન્માર્ગીય, શું તેમને પોતાના શ્રીઠાકોરજીને પ્રદર્શિત કરવું જોઈએ?** જો કોઈ વ્યક્તિ મને મારા બેન્ક એકાઉન્ટના વિષયમાં પૂછ-તાછ કરવા લાગે, તો સહસા મનમાં ઘણાં પ્રકારની શંકાઓ જન્મ લઈ લે છે. પરિણામતઃ આપણે તે વ્યક્તિને પૂછી લઈએ છીએ - બોલો ભાઈ! તમને આ બધાંથી શું મતલબ? તમે તમારા કામથી કામ રાખોને! સેવા અમારી સાધના છે, સાધના દરેક સ્થિતિમાં, કોઈપણ પરિસ્થિતિમાં એકાન્તિ જ હોવી જોઈએ, સામૂહિકી ક્યારેય નહીં! દા.ત. ભગવદ્‌ભજનથી હું પોતાની આત્મ-ઉન્નતિ કરી શકું છું, મારી પત્ની ભગવદ્‌ભજનમાં પ્રવૃત્ત થઈ પોતાની જીવાત્માનો કલ્યાણ કરી શકે છે, પણ જો હું એમ વિચારવા લાગી જાઉ કે મારી પત્ની દ્વારા કરેલી ભગવદ્‌ભજન દ્વારા મારા પડોશમાં રહેતા કોઈ શાહસાહેબ, અથવા તો કોઈ પરીખસાહેબની આત્મ-ઉન્નતિ થશે, તો આના કરતાં કોઈ મૃગતૃષ્ણા તથા આત્મવંચન બીજું શું હોઈ શકે?

(...ક્રમશઃ)

સંકલનઃ- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા



# ।। મંગલાચરણ ।।

..ગતાંકથી આગળ

શ્રીગુરુની કૃપાથી જ જ્ઞાન પ્રાપ્ત થાય છે, જીવના પુરુષાર્થથી જ્ઞાન પ્રાપ્ત થતું નથી. આંખમાં દવા આંજતા આંખ ખૂલે દેખાવા લાગે તેમ જ્ઞાનરૂપી ઔષધીથી આપણા આંતર ચક્ષુ ખૂલે આપણને ભગવદ્ સ્વરૂપ સમજાય અને આપણું કર્તવ્ય સમજાય, આપણું મૂળ સ્વરૂપ સમજાય. આવું મુશ્કેલ કાર્ય શ્રીગુરુદેવ કરે છે. પુષ્ટિમાર્ગમાં શ્રીગુરુ શ્રીમહાપ્રભુજી છે. કારણકે શ્રીઠાકોરજીએ આપશ્રીને શ્રીમદ્ ગોકુલમાં શ્રાવણ સુદ એકાદશીની મધ્યરાત્રીએ પ્રગટ થઇને આજ્ઞા કરી હતી કે તમે દૈવીજીવોને બ્રહ્મસંબંધનું દાન કરો, જે જીવ મને સોંપશો તેમને હું કદીય છોડીશ નહીં.

શ્રીમહાપ્રભુજીએ ત્યારથી દૈવી-જીવોને બ્રહ્મસંબંધનું દાન કરવાનો પ્રારંભ કર્યો, એ પરંપરા ચાલુ રહે, નિત્ય બની રહે તે માટે શ્રીવિઠ્ઠલનાથજીની આજ્ઞાથી શ્રીમહાપ્રભુજીએ લગ્ન કર્યું. પુષ્ટિમાર્ગમાં ગુરુ પરંપરામાં શ્રીમહાપ્રજીના વંશમાં જ કાયમ છે, શિષ્ય ગુરુ બને એવી પરંપરા નથી. શ્રીગુસાંઇજી પ્રભુચરણે શ્રીસર્વોત્તમ સ્તોત્રમાં સમજાવ્યું કે શ્રીમહાપ્રભુજી પોતાનું સંપૂર્ણ અલૌકિક સામર્થ્ય (સ્વરૂપ) સ્વવંશમાં પધરાવી દીધું છે स्ववंशे स्थापिताशेष-स्वमाहात्म्यः[૬૪]. તેથી આપણને જે બાલક થકી બ્રહ્મસંબંધનું દાન મળ્યું છે એમના શ્રીચરણકમળમાં આપણી સવિશેષ આસક્તિ રહે તે તદ્દન સ્વાભાવિક છે, તે માટે આપણે એમના વંશને શ્રીગુરુદ્વાર-શ્રીગુરુઘર કહીએ છીએ, ગુરુ તરીકે આપશ્રીનું સ્મરણ કરીએ છીએ, આપશ્રીને વંદન કરીએ છીએ. આપણા અલૌકિક શ્રીચતુર્થદ્વારમાં આપણા વર્તમાન શ્રીગુરુદેવ શ્રીચતુર્થપીઠાધીશ્વર શ્રીદેવકીનન્દનાચાર્યશ્રી (શ્રીસુરેશ બાવાશ્રી) છે. આપણે આ શ્લોક દ્વારા શ્રીગુરુદેવને વંદન કરીએ છીએ.

શ્રીપુરુષોત્તમજીએ બહું જ સ્પષ્ટ શબ્દોમાં આજ્ઞા કરી છે કે પુષ્ટિમાર્ગમાં શ્રીગુરુ તો કેવળ શ્રીમહાપ્રભુજી છે, અમે સૌ તો આપશ્રીના વંશજ ગુરુ-દ્વાર છે. ઘરમાં દ્વાર અનેક હોઇ શકે, દરેક દ્વારમાંથી ઘરમાં જવાય એમ શ્રીવલ્લભકુલના બાલકરૂપી દ્વારથી શ્રીમહાપ્રભુજી સૂધી અને શ્રીમહાપ્રભુજી દ્વારા શ્રીઠાકોરજી સૂધી પહોંચી શકાય. એટલે શ્રીપુરુષોત્તમજીએ શ્રીવલ્લભકુળને શ્રીગુરુ-દ્વાર કહ્યાં છે, શ્રીમહાપ્રભુજીને શ્રીગુરુ કહ્યાં છે.

સાચા સેવક-વૈષ્ણવને મન શ્રીગુરુ-દ્વાર અને શ્રીગુરુમાં કોઈ ભેદ ન હોય. તે બન્ને સ્વરૂપ એક છે. તેથી સાચો સેવક-વૈષ્ણવ પોતાના દ્વારભૂત શ્રીગુરુમાં શ્રીમહાપ્રભુજીના દર્શન કરે છે અને શ્રીમહાપ્રભુજીમાં પોતાના દ્વારભૂત શ્રીગુરુદેવના દર્શન કરે છે. આ ભાવથી જ્યારે આપણે આ શ્લોક બોલીએ છીએ ત્યારે આપણા શ્રીદ્વારભૂત શ્રીપરમપૂજ્ય શ્રીગુરુચરણ શ્રીચતુર્થપીઠાધીશ્વર શ્રીદેવકીનન્દનાચાર્યશ્રી છે અને શ્રીચતુર્થપીઠના આધિપતી શ્રીચતુર્થકુમાર શ્રીગોકુલનાથ પ્રભુચરણને સ્મરણ કરીને વંદન કરવા જોઈએ; દંડવત્ પ્રણામ કરવા જોઈએ.

આપણે સર્વે આપણા શ્રીગુરુદ્વારે બીરાજતા શ્રીગુરુચરણમાં શ્રીમહાપ્રભુજીનો દ્દઢ ભાવ રાખવો જોઈએ, જે પોતાના દ્વારના અધિપતી (શ્રીગોકુલેશ પ્રભુ) અને પરમપૂજ્ય શ્રીગુરુચરણ (શ્રીદેવકીનન્દનાચાર્યશ્રી)માં દ્દઢ ભાવ રાખે છે તેને એ ભાવ ફલિત થાય છે, અને તે જીવ શ્રીમહાપ્રભુજીની કૃપાને યોગ્ય બને છે. જે જીવ શ્રીગુરુચરણમાં અને શ્રીગુરુ-દ્વારમાં અનન્ય ભાવ સેવે છે, તે શ્રીમહાપ્રભુજીના અલૌકિક અનુભવનો પરમ અધિકારી બની રહે છે. આપણા શ્રીગુરુદ્વારે બીરાજતા પુજ્ય શ્રીગુરુદેવના શ્રીચરણોમાં દંડવત્ પ્રણામ કરી શ્રીચરણસ્પર્શ કરીએ અને આપશ્રીના શ્રીચરણકમળની રજકણ પોતાના મસ્તકે ચઢાવીએ, તે એક સેવક-વૈષ્ણવ હોવાથી આપણું પરમ કર્તવ્ય છે. પુષ્ટિમાર્ગીય દીક્ષાદાતા શ્રીગુરુદેવનું સ્મરણ તો આપણે પલે-પલે થવું જોઈએ, શ્વાસે-શ્વાસે આપશ્રીની કૃપાને સ્મરવી જોઈએ, કારણકે આપશ્રીએ માર્ગીય દીક્ષા પ્રદાન કરી પોતાના શરણે લઈ અને નવો જન્મ આપ્યો, મનુષ્યમાંથી સેવક-વૈષ્ણવ બનાવ્યા, સેવક-વૈષ્ણવ બનાવી શ્રીઠાકોરજીને આપણો હાથ સોપ્યો, શ્રીઠાકોરજીને આપણા માથે પધરાવી આપ્યા. પોતાનું સર્વસ્વ એવા શ્રીઠાકોરજી આપણને સોપ્યાં. શ્રીઠાકોરજીને કેમ સેવવા તે શીખવ્યું, એ સેવા કરવાની આજ્ઞા આપી અને એ સેવાથી શ્રીઠાકોરજી આપણી ઉપર એક દિવસ કૃપા કરી સાક્ષાત્ અનુભવ કરાવશે એવો આપણને અહેસાસ પણ એમણે બાંધી આપ્યો. આવા આપણા પરમકૃપાળુ શ્રીગુરુદેવ જેમણે આપણને શ્રીબ્રહ્મ ની જોડે સંબંધ આપ્યો, આપશ્રીને વારંવાર વંદન કરીએ, પ્રણામ કરીએ, આપણું પુષ્ટિમાર્ગીય સેવક-વૈષ્ણવોનું પરમ કર્તવ્ય છે.

એક સુંદર પ્રસંગ શ્રીમહાપ્રભુજીના જીવનમાંથી પ્રાપ્ત થાય છે. પૃથ્વી પરિક્રમા કરતાં-કરતાં શ્રીમહાપ્રભુજી બરસાના પાસે આવેલ ગહવરવનમાં પધાર્યા, સાથે થોડા સેવકો પણ છે, ત્યાં સેવકોએ એક વિચિત્ર દ્દશ્ય જોયું. એક વિશાળકાય અજગર પડ્યો હતો. મરેલો છે, તેના શરીર ઉપર લાખો

કીડીઓ અજગરના મૃત શરીરને કોરી ખાઇ રહી છે, ચટકા ભરી ભરીને તેમને અજગરનું મૃત્યું નિપજાવ્યું છે. શ્રીમહાપ્રભુજી આ જોઇ આપશ્રી કાંઇપણ બોલ્યા વગર આપ માર્ગમાં આગળ વધતાં ગયા, સેવકોને આ દૃશ્ય જોઇને આશ્ચર્ય થયું. આટલી બધી કીડીઓ આમ એક સાથે ક્યાંથી આવી ગઇ ? અને એક સાથે અજગર ઉપર હુમલો કેમ કરી રહ્યાં છે ? આગળ વધતાં સેવકોએ શ્રીમહાપ્રભુજીને આ દૃશ્ય વિશે વિનંતી કરી, કે રાજ ! આનું રહસ્ય શું ?

શ્રીમહાપ્રભુજી તો સર્વ જાણનાર છે, આપશ્રી શ્રીકૃષ્ણાસ્ય શ્રીकृष्णास्यं[૩] છે. શ્રીમહાપ્રભુજી આજ્ઞા કરે છે કે આ અજગર પૂર્વ જન્મમાં વૃન્દાવનનો એક મહંત હતો અને આ બધી કીડીઓ તેના સેવક હતા, એ મહંત ભોળા સેવકોને મીઠા શબ્દોથી એને મોટી-મોટી આશા અને વાતો અને વચનો કરી છેતર્યા હતા. સૌના ઉદ્ધાર કરી આપવાની વાતો કરી કરીને વિશ્વાસ બંધાવીને એ સેવકોની ધન-સંપત્તિ એમણે એકઠી કરી હતી અને એ ધન સંપત્તિથી તે લૌકિક વિષયાશક્ત મનુષ્યની જેમ લૌકિક વિષયોના ભોગ ભોગવવામાં રચ્યો-પચ્યો રહેતો હતો. પરિણામ સ્વરૂપે તે મહંત જ્યારે મૃત્યુ પામ્યો, એને બીજા જન્મ અજગરનો થયો, તેના બધા સેવકો જ્યારે મૃત્યુ પામી કીડીરૂપે જન્મ્યા. પૂર્વ જન્મનું જ્ઞાન રહ્યું, બધી કીડીઓ જુદી જુદી દીશામાંથી અજગરને શોધતી આવી અને એક સાથે હુમલો કરી અજગરને મારી નાખ્યો. અજગરે એમનો ઉદ્ધાર નહોતો કર્યો, મહંતે તેમને છેતર્યા હતા. એનો તેમને બદલો વાળ્યો. આ પ્રસંગ શિખવે છે કે શ્રીગુરુપદની બહુ મોટી જવાબદારી છે. માટે કોઇપણ વ્યક્તિ શ્રીગુરુ બની શકતો નથી. અને શ્રીગુરુએ સેવકોના ઉદ્ધાર માટે કાર્યશીલ રહેવું એટલું જ જરૂરી છે. શ્રીમહાપ્રભુજીએ ગુરુ અને સેવકોના લક્ષણ સર્વનિર્ણય પ્રકરણ નિબંધ ગ્રંથમાં પ્રગટ કર્યો છે (કારિકા ૨૨૭, ૨૨૮). આપણા અલૌકિક શ્રીચતુર્થદ્વારમાં બીરાજમાન દ્વારભૂત શ્રીગુરુદેવ શ્રીચતુર્થપીઠાધીશ્વર શ્રીદેવકીનન્દનાચાર્યશ્રી એટલા માટે ક્યારેય પણ એવી ખોટી પ્રથાને આપણા અલૌકિક શ્રીચતુર્થદ્વારમાં પ્રવેશ નથી કરવા દીધી. ક્યારેય આપણા શ્રીચતુર્થદ્વારમાં સેવકોનો મેળાવળો કરવાનો યત્ન કર્યો નથી. આપશ્રી ક્યારેય શ્રીઠાકોરજી પ્રગટીત પુષ્ટિમાર્ગીય દીક્ષાનું વેચણ કર્યું નથી.

**શ્રીગુરુના લક્ષણ :-**

**कृष्णसेवापरं [१] वीक्ष्य दम्भादिरहितं [२] नरम् [३] ।।**

**श्रीभागवत-तत्त्वज्ञं [४] भजेत् जिज्ञासुरादरात् ।। २२७ ।।**

શ્રીમહાપ્રભુજી આજ્ઞા કરે છે કે ભક્તિમાર્ગીય ગુરુ કેવા હોવા જોઈએ ? જે શ્રીગોકુલેશ (શ્રીકૃષ્ણ) ની સેવામાં[૧] તત્પર હોય, લૌકિક વિષયો, શિષ્યસંગ્રહ વગેરે દુર્ગુણોથી વશ અનેક દંભ વગેરેથી[૨] રહિત હોય, શ્રીભાગવતને[૪] અનુસારી મુખ્ય તત્ત્વ શ્રીકૃષ્ણ અને શ્રીકૃષ્ણભક્તિને સારી રીતે જાણતા હોય, એવા નર-પુરુષને[૩] જિજ્ઞાસુ શિષ્યે ગુરુત્વેન આદર દેવું જોઈએ.

**સેવક-વૈષ્ણવનું લક્ષણ** :- સેવકોમાં જિજ્ઞાસા જોઈએ, ગુરુ પ્રત્યેનો આદર ભાવ જોઈએ.

શ્રીગુરુએ પણ જીવની કસોટી કરીને એ જીવને શરણે લેવા જોઈએ અને તેમને યોગ્ય માર્ગદર્શન કરી ઉપદેશ આપી એમના જીવનને ભગવદ્ ગામી બનાવવું જોઈએ. આ પ્રમાણે શ્રીગુરુ પ્રયત્નશીલ હોય, શ્રીગુરુ ઉપદેશ અનુસાર જીવન જીવવા સેવક પ્રયત્નશીલ હોય, ત્યારે શ્રીગુરુ-સેવક સંબંધની સાર્થકતા સંભવે છે.

(...ક્રમશ:)

સંકલન: રાજેન્દ્રભાઈ કડકીયા (યુ.એસ.એ)



## દંડાકારં લલાટે સ્યાત્

...ગતાંકથી આગળ

મુકુન્દદાસ :- શ્રીગોકુલનાથજી એ **પોતાના શ્રીલલાટે માધર્યયુક્ત બન્ને શ્રીચરણતલનો સ્પર્શ કરે છે**, એમ વ્યાખ્યા કરી છે. આજ કારણથી જણાય છે કે આ સંપ્રદાયમાં ભગવાનના બન્ને શ્રીચરણોનું માહાત્મ્ય અધિક છે. (શ્રીચરણસ્પર્શ-દેવનાં કે ગુરુનાં, તે સમયની સ્થિતિનું દૃશ્ય ભાવવહી છે)

સર્વ પ્રકારે શ્રીયુગલચરણનાં જ દાસપણા વડે સેવનની જરૂર છે. જેમ તેજ કે તેવુંજ તો લલાટમાં લખી શકાતું નથી, એથી વિવેચન કરીને કહે છે કે દંડાકાર, એમ; દંડ એટલે રેખા, બે દંડના એટલે બે રેખાના આ વચન વડે અત્યન્ત ઝીણું નહીં અને અત્યન્ત જાડું નહીં પણ સીધું જેમ હોય તેમ જણાવ્યું, આકાર એટલે અભિપ્રાયને અનુકુળ ચેષ્ટા વિશેષ તે આ લોક અને પરલોક સંબંધિ નિશ્ચિન્તતા સૂચવનાર

**- આત્મવિવેદી મનુષ્યોયે કદાપિ કોઈપણ પ્રકારની ચિન્તા કરવી નહીં, અનુગ્રહ તત્પર શ્રીહરિ આ ભક્ત ની સાધારણ મનુષ્યની જેમ ગતિ નહીં કરે**, એ વચન વડે આપણને ક્યાંથી અને શાથી ભય હોય? આપણે દોષ નિવર્તક શ્રીહરિના બન્ને શ્રીચરણો (આપણા) મસ્તક ઉપર ધર્યા છે, તેથી તેજ પોતાની ઈચ્છાથી બધું સારૂં જ કરશે, એમ ભગવાનથી બીજાની દરકાર વિના ફક્ત ભગવાનની જ આકાંક્ષા વ્યક્ત થાય છે, તે સરખું આકાર એટલે રૂપ છે જેનું તે. વા એટલે નિશ્ચય, વા એ અવ્યય છે વિકલ્પ અને ઉપમાર્ગ તથા નિશ્ચયાર્થમાં થાય છે તેમ વિશ્વકોષમાં કહ્યું છે; નિશ્ચય એમ કહેવાથી બીજા તિલકના સંબંધનો નિષેધ સમજાય છે. ઊભુ તિલક તે તો ઊભી રેખાઓ કરવાથી પ્રસિદ્ધ છે, તેને ધારણ કરવું એમ અર્થ થાય. જો કે આકૃતિ અને આકાર શબ્દ એકજ અર્થના છે તો પણ લિંગ અને પ્રત્યય જૂદા હોવાથી અર્થ પણ જૂદો થાય, તેથી આકૃતિ અને આકાર શબ્દને લઈને પુનરૂક્તિ માનવી નહિં. ત્રણે તિલક મોક્ષ આપનારા છે, એમ આનન્દાશ્રમમાં છપાયેલા પદ્મપુરાણમાં પાઠ છે, ઊર્ધ્વપુંડ્રમાર્તંડમાં ત્રણે તિલક મોહ કરનારાં છે એમ પાઠ છે એટલે કદાચિત લેખિત પુસ્તકમાં તેવો પાઠ હોય પણ બન્ને પાઠથી સકામપણું તો સ્પષ્ટ જ છે. લોકમાં પણ શરણે આવેલો મનુષ્ય, તેનાથી બીજાની સહાય નથી એમ બતાવવાને રક્ષણ કરનારના બન્ને ચરણમાં પોતાનું મસ્તક મૂકે છે અને પોતાની અસહાયતા પ્રકાશિત કરે છે, આ બધાં કારણોથી ભક્તિમાર્ગરૂપી કમળના સૂર્ય શ્રીમહાપ્રભુજીએ દંડાકાર તિલક કરવું એમ આજ્ઞા કરી હોવાથી અને તે દંડાકાર તિલક બે ચરણના આકારમાં પરિણામ પામતું હોવાથી દ્વિરેખ-દંડાકાર તિલક તે પુષ્ટિમાર્ગીઓનું તિલક છે, એમ સિદ્ધ થયું. આકૃતિ શબ્દ વડે આ તિલકના સુંદરતા અને આકાર શબ્દ વડે સ્વમાર્ગીય સિદ્ધાંતમાં દૃઢતા જાણવી. ભગવાનમાં પ્રીતિની પ્રાર્થના વડે **મારે વિષે બુદ્ધિ રાખનારને કામ કામને વાસ્તે થતો નથી-અર્થાત્ બન્ધનકારક નથી**, એમ બતાવેલી દિશા પ્રમાણે ભગવાનમાં પ્રીતિની ઈચ્છા છતાં સકામ પણાનો પરિહાર સમજવો.

શ્રીમહાપ્રભુજીના સેવકોએ આ પ્રમાણે અર્થની ગંભીરતાને સમજીને પોતાના કપાળમાં દંડાકાર તિલક કરવું.

...ક્રમશઃ

સંકલનઃ- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા

# શ્રીહરિરાય વાઙ્મુક્તાવલી

## ।। અષ્ટાક્ષર-મન્ત્રાર્થ : ।।

श्रीगोपीनाथवल्लभाय नमः । **श्रीकृष्णः शरणं मम**ेत्यष्टाक्षरो मन्त्रः । अस्य व्याख्या – श्रीकृष्णो युगलस्वरूपो मम शरणामाश्रयो भुयातं । सर्वाश्रयेषु देहदारभोग-पुत्रभ्रातृपितृभगिनीकुटुम्बगृहवित्तपशुग्रामदेशेषु शिथिलेषु मृगतृष्णावद् दृश्यमानेषु तदाश्रय आनन्दरूपो नित्यः परमात्मप्रदो मम भवतु।।

श्रीकृष्णः शरणं मम એ અષ્ટાક્ષર મન્ત્ર છે. આનો અર્થ એ છે કે - શ્રીરાધાજી અને શ્રીકૃષ્ણચન્દ્રજીએ યુગલ સ્વરૂપવાળા શ્રીકૃષ્ણચન્દ્રજી મારી આશ્રય થાએ. દેહ, સ્ત્રી, ભોગ, પુત્ર, માતા, પિતા, બહેન, કુટુમ્બ, ઘર, પૈસો, ઢોર-ઢાંખર, ગામ, દેશએ બધા આશ્રયો ઢીલા અને ઝાંઝવાના જળ જેવા નકામા દેખાતા હોવાથી માત્ર શ્રીકૃષ્ણચન્દ્રજીનો આનંદરૂપ, નિત્ય અને પરમાત્માના સ્વરૂપનું જ્ઞાન કરાવનારો આશ્રય મને થાઓ.

सत्सङ्गत्या नवधया भक्त्या चानन्यरूपया ।।

निरस्तोऽन्याश्रयस्तीव्रस्तदाश्रयो भवेद्ध्रुवम् ।।१ ।।

સત્સંગ અને એક પ્રભુ સિવાય બીજા કોઈમાં ન હોય તેવી અનન્ય શ્રવણ, કીર્તન, સ્મરણ, પાદસેવન, વંદન, દાસ્ય, સખ્ય અને આત્મનિવેદન એવી નવ જાતની ભક્તિ વડે તીવ્ર એવો અન્યાશ્રય નાશ પામ્યો; શ્રીકૃષ્ણચન્દ્રજીનો અનન્ય આશ્રય થાઓ.૧

अभयं सर्वदा दास्ये इति जन्मव्रतं मम इति भगवद्वाक्यम् ।।

इतिनाममन्त्रविवृत्तिः ।।

પ્રભુએ એવા પ્રકારની આજ્ઞા કરી છે કે - મારે શરણે આવેલાને હું અભય આપું છું - એ મારું પ્રથમથી જ વ્રત છે.

નામમન્ત્રનો અર્થ એ પ્રમાણે છે.

# ।। અષ્ટાક્ષર-શરણ-મન્ત્ર-પૂર્વપક્ષનિરાસઃ ।।

पूर्व पक्ष

अष्टाक्षरमहामन्त्रः शरणैकप्रकाशकः ।

तन्त्रसिद्धः कथं पुष्टिमार्गे साधनमिष्यते ।।१ ।।

માત્ર એક શરણને જ પ્રકાશાવનારો તન્ત્રશાસ્ત્રોમાં સિદ્ધ થયેલો એવો श्रीकृष्णः शरणं मम એ અષ્ટાક્ષર મહામન્ત્ર પુષ્ટિમાર્ગમાં સાધનરૂપ કેવી રીતે હોઇ શકે ? ૧

विभूतिवाचिनस्तस्मान्न सिद्धिः पौरूषोत्तमी ।

भाक्तिहंसी प्रपद्येत, विरोधः स्पष्ट एव हि ।।२ ।।

વિભૂતિનો બોધ કરનારાએ મન્ત્રથી ભક્તિહંસથી જેવા પ્રકારની પુરુષોત્તમ-પ્રાપ્તિ કહેવામાં આવી છે તેવી મળી શકે એમ નથી. નીચે મુજબનો વિરોધ સ્પષ્ટ છે. ૨

उपासनाद्यगम्यत्वं तंत्रोक्तं पुरूषौत्तमे ।

निःसाधनत्वभङ्ग स्याद् भक्तिमार्गस्य सर्वथा ।।३ ।।

ભક્તિહંસમાં શ્રીગુસાંઇજીએ પ્રભુ શ્રીપુરુષોત્તમ ઉપાસના વગેરેથી પ્રાપ્ત કરી શકાતા નથી, એમ સ્પષ્ટ કહ્યું છે; અને આ મન્ત્રથી પ્રભુ પ્રાપ્ત કરી શકાય છે એમ કહેવામાં આવે તો આ મન્ત્રરૂપી સાધન આ માર્ગમાં છે, તો એની નિ:સાધનતા ખંડિત થાય છે. ૩

अनुग्रहैकसाध्यत्वमपेयाद् भगवद्रतेः ।

एवं कृते पूर्वपक्षे सिद्धान्तस्तत्र चौच्यते ।।४ ।।

પ્રભુનો પ્રેમ તો માત્ર પ્રભુના અનુગ્રહથીજ સિદ્ધ કરી શકાય એમ છે, એ વાત આ રીતે હાથતાળી દઇ છટકી જાય છે. આવા પ્રકારનો પૂર્વપક્ષ છે. એના સમાધાન માટે સિદ્ધાંતનો નિર્દેશ કરવામાં આવે છે. ૪

सिद्धांत

पुष्टिमार्गप्रभोरास्यादयं हि पुनरूद्‌गतः ।

मन्तोऽनुग्रहमूलत्वाद् वरणात्मा ततो मतः ।। ५ ।।

પુષ્ટિમાર્ગના પરમ પ્રભુ શ્રીકૃષ્ણચન્દ્રજીના મુખારવિન્દાવતાર શ્રીમહાપ્રભુજી દ્વારા આ મન્ત્ર ફરી વાર પ્રકાશિત થયો છે. આ મન્ત્રનું મૂળ જ પ્રભુનો અનુગ્રહ હોવાથી આ મન્ત્ર વરણરૂપ જ છે. ૫

तस्य स्प्रधनतया हि नापेयाद्धेतुता वृतेः ।

विभूतिमात्रवाच्यत्वं चात एव न युज्यते ।। ६ ।।

अत एवात्र न प्रोक्ता तस्य काचिदुपासना ।। ६.५ ।।

આ મન્ત્ર સાધનરૂપ બને, તેથી વરણ આ માર્ગમાં હેતુરૂપ છે આ વાતને કશો બાધ આવે એમ નથી. આ કારણે જ આ મન્ત્ર માત્ર વિભૂતિપરત્વે છે એમ જે કહેવાય છે તે તદ્દન અયુક્ત છે. અને તેથી જ આ માર્ગમાં આ મન્ત્ર (અષ્ટાક્ષર મહામન્ત્ર)ને અંગે કોઇ ઉપાસનાનો વિધિ બતાવવામાં આવ્યો નથી. ૬।।

यथा हि श्रवणादीनां भिनन्त्वं मार्गभेदतः ।। ७ ।।

तथैव वक्तृभेदेन मन्त्रभेदो निरूपितः ।। ७.५ ।।

માર્ગભેદે કરી જેમ શ્રવણાદિ નવધા ભક્તિની પણ ભિન્નતા રહેલી છે તેમ વકતાના ભેદે કરીને આ મન્ત્રના સ્વરૂપમાં ભેદ રહેલો છે. ૭।।

स्तोत्रे कृष्णाश्रये चोक्त मिति श्रीवल्लभोऽब्रवीत् ।। ८ ।।

यथा शुकमुखं प्राप्य पीयूषद्रवतोच्यते ।

श्रीभागवतशास्त्रस्य, तथात्रापि विबुध्यताम् ।। ९ ।।

આ મન્ત્રનું સ્વરૂપ સ્વયં શ્રીમહાપ્રભુજીએ **આ વલ્લભે કહ્યું** એ પ્રમાણ વચન આપણને કૃષ્ણાશ્રય સ્તોત્રમાં પ્રાપ્ત થાય છે. ભાગવતશાસ્ત્રના વક્તા અદિકારભેંદે અનેક હતા, પરન્તુ ભાગવતની અમૃતરસાત્મકતા જે થઇ તે તો શ્રીશુકદેવજીનાં મુખમાંથિ એ રસઝરણો છૂટવા માંડ્યાં એટલે જ; તે જ પ્રમાણે આ મન્ત્ર એ પૂર્વે ભલે અનેક વક્તાઓએ કહ્યો હોય છતાં જ્યારે શ્રીમહાપ્રભુજીએ સ્વયં આજ્ઞા કરી છે ત્યારે જ આનાં બાધક સર્વ નષ્ટ થઇ ચૂક્યાં સમજો. ૯

श्रीमत्प्रभुभरिप्युक्तमत एव दयालुभिः ।

यदुक्तं तातचरणैरित्यादि वचनामृतम् ।। १० ।।

આ માટે જ પરમ કૃપાળુ શ્રીગુસાંઈજીએ **શ્રીપિતાજીએ** श्रीकृष्णः शरणं मम **એમ જે કહ્યું છે તેનાથી આ લોકમાં અને પરલોક - વિષયક વાતોમાં નિશ્ચિન્તતા છે** એવાં વચનામૃત કર્યાં છે. ૧૦

સંકલનઃ- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા



## સેવક-વૈષ્ણવો વિશેષ માર્ગદર્શન પોતાના શ્રીગુરુદ્વાર પ્રત્યે સામાન્ય વ્યવહાર

**હાથથી થનારી કોઇ પણ સેવા પગ વડે ન કરવી** :-

આ એક અતિ મહત્વનો વ્યવહાર આપણે દરેક સેવક-વૈષ્ણવોએ ધ્યાનમાં લેવા જેવી છે. આપણને ઘણી વખત આળસ આવે, ત્યારે આપણે મંદિરવસ્ત્ર (પોતું) આપણે હાથને બદલે પગથી ફેરવી લઇએ છીએ. તે આવું ન કરવું જોઇએ. મંદિરવસ્ત્ર (પોતું) તો પોતાના હાથેજ કરવું જોઇએ. આપણા શ્રીગુરુદેવ પધાર્યા હોય એવાં સમય જ્યારે શ્રીગુરુદેવ પોતાના જોડા (ચરણ પાદુકા) ઘરની બહાર મૂકે, ત્યારે આપણે ઘણી વાર જાણે-અજાણે આપણા પગથી બાજુમાં સરકાવી દઇએ. જે તદ્દન ખોટી ક્રિયા છે. આપણે શ્રીગુરુદેવના જોડાને પોતાના હાથમાં લઇને બાજુમાં સુ-યોગ્ય જગ્યાએ મૂકવા જોઇએ, જેથી કરીને કોઇનો પણ પગ ન લાગે.

**<u>શ્રીગુરુદેવ અને શ્રીઠાકોરજી સન્મુખ હાથ પાછળ ન રાખવો</u> :-**

આપણે જ્યારે પણ શ્રીગુરુદેવ કે શ્રીઠાકોરજીના સન્મુખ હોઈએ ત્યારે આપણા હાથને પાછળ ન રાખવા જોઈએ. આવી મુદ્રા શ્રીગુરુદેવ અને શ્રીઠાકોરજી પ્રત્યે બેદરકારી દર્શાવે છે.

**<u>શ્રીગુરુદેવ અને શ્રીઠાકોરજી સન્મુખ પગ પર પગ ચઢાવીને ન બેસવું</u> :-**

જ્યારે આપણે શ્રીગુરુદેવ કે શ્રીઠાકોરજી સન્મુખ હોઈએ, ત્યારે આપણે ક્યારે પણ આપણા પોતાના પગ ઉપર પગ ચઢાવીને ન બેસવું જોઈએ. આવી ક્રિયા દિનતાની જગ્યાએ સમાનભાવનો અહંકાર ઝળકે છે. સાથેજ શ્રીગુરુદેવ અને શ્રીઠાકોરજીના સમાન આસને ન બેસવું. હંમેશા શ્રીગુરુદેવ અને શ્રીઠાકોરજીનું આસન આપણા આસન કરતાં ઊંચે હોય.

સંકલનઃ- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા



## શુદ્ધાદ્વૈત માર્તણ્ડ

*।। ગોસ્વામી શ્રીગિરિધરજી મહારાજ।।*

**અનુવાદક : છગનલાલ અમરજી શાસ્ત્રી**

...ગતાંકથી આગળ

यथा सोम्येत्यादिश्रुतौ स्पष्टमेव निरूपितम् ।

तथा तत्त्वमसीत्यत्राभेदोंऽशांशिविचारतः ।। २१ ।।

જેમ છાંદોગ્ય ઉપનિષદ્‌ના છટ્ઠા પ્રપાઠકના પ્રથમ ખંડમાં यथा सोम्य વગેરે શ્રુતિમાં સ્પષ્ટ નિરુપણ કર્યું છે, કે સર્વ બ્રહ્મરૂપ છે તેમ તે જ પ્રપાઠકના આઠમાં ખંડથી તે સોળમાં ખંડ સૂધી નવ વાર ઉપદેશ કર્યો છે તેમાં तत्वमसि એમ નવ વખત કહેલું છે. ત્યાં જીવ અંશ છે અને બ્રહ્મ અંશી છે એવા વિચારથી અભેદ છે એમ નિરૂપણ કર્યું છે.

अत्रैव शाङ्कराः प्राहुर्माहिकं नश्वरं जगत् ।

मायासम्बन्धतो ब्रह्म कारणं नान्यथैव हि ।। २२ ।।

આ કાર્યકારણના વિચારમાં જ શ્રીશંકરાચાર્યજીના મતના અનુયાયીઓ જગત માયિક અને નશ્વર છે, તથા માયાના સંબંધથી બ્રહ્મ જગતનું કારણ છે, માયાના સંબંધ વગર બ્રહ્મ જગતનું કારણ નથી જ એમ કહે છે.

किञ्च जन्यात्वजन्या वा मायाऽऽद्ये जनको हि कः ।

अन्याभावात्तु ब्रह्मैव सविशेषत्वमागतम् ।। २३ ।।

द्वितीये त्वद्वैतभङ्गः कादाचित्कं त्वसङ्गतम् ।

आत्मैवेदमग्र आसीदित्यादिश्रुतिबाधतः ।। २४ ।।

अनादित्वे तु सान्तत्वमिति पक्षोऽप्यसङ्गतः ।

अनादित्वे त्वनन्तत्वं मायाया इतिनिश्चयात् ।। २५ ।।

માયા જન્ય છે કે અજન્ય છે ? જો જન્ય છે એમ કહેતા હો તો તેને ઉત્પન્ન કરનાર કોણ ? સૃષ્ટિના આદિકાળમાં બીજો કોઇ નહીં હોવાથી બ્રહ્મ જ ઉત્પન્ન કરનાર છે એમ કહેશો તો બ્રહ્મને તમે નિર્વિશેષ (સર્વધર્મ રહિત) માનો છો તેને બદલે સવિશેષપણું (માયાને ઉત્પન્ન કરવારૂપ-ધર્મ-સહિતપણું) બ્રહ્મને આવ્યું. અને માયા અજન્ય છે એમ કહેતા હો તો બ્રહ્મ અને માયા બન્ને અજન્મા થયાં, ત્યારે અદ્વૈત માનો છો તેનો ભંગ થાય છે. માયાને કદાચિત્પણું છે, એટલે ક્યારેક હોય અને ક્યારેક ન હોય, એમ માનવું તો સંભવતું નથી, કેમકે તેમ કદાચિત્પણું થવામાં કંઇક કારણ હોવું જોઇએ, તે બ્રહ્મમાં કહીં શકાતું નથી. आत्मैवेदमग्र आसीत् (આ જગત્ આગળ આત્મારૂપ જ હતું) વગેરે શ્રુતિનો બાધ આવવાથી માયા અનાદિ અને અંતસહિત છે એ પક્ષ પણ સંભવતો નથી. તેમ જે અનાદિ હોય તે અનંત હોય એવો નિયમ છે માટે માયાને અનાદિ માનશો તો અનંતપણું તેને આવશે.

एतन्मते सुनिष्पन्नं साङ्कर्यं कार्यकारणे ।

तन्निवृत्यर्थमाचार्यैः पदं शुद्धं विशेषितम् ।। २६ ।।

માયાવાદીના મતમાં કાર્યકારણમાં સાંકર્ય સિદ્ધ થાય છે, તેની નિવૃત્તિ માટે શ્રીમહાપ્રભુજીએ અદ્વૈતને શુદ્ધ પદ વિશેષણ રૂપે યોજેલું છે. એટલે શુદ્ધાદ્વૈત સિદ્ધ કરેલું છે. તે શુદ્ધાદ્વૈતપદમાં કર્મધારય સમાસ જાણવો; અને બંને શુદ્ધનું અદ્વૈત એવો અર્થ કરવામાં ષષ્ઠી તત્પુરુષ સમાસ જાણવો.

शुद्धाद्वैतपदे ज्ञेयः समासः कर्मधारयः ।

अद्वैतं शुद्धयोः प्राहुः षष्टीतत्पुरुषं बुधाः ।। २७ ।।

શુદ્ધાદ્વૈતપદમાં शुद्धं च तदद्वैतम् એ પ્રમાણે કર્મધારય સમાસ જાણવો, અને शुद्धयोः अद्वैतम् (બન્ને શુદ્ધનું અદ્વૈત) એવી રીતે ષષ્ઠી સમાસ છે એમ પંડિતો કહે છે. જે જે માયાના સંબંધથી રહિત છે તેને પંડિતો શુદ્ધ કહે છે. એટલે કાર્ય તથા કારણરૂપ શુદ્ધ બ્રહ્મ છે, માયિક નથી. એવી રીતે બ્રહ્મને જાણનારાઓના હૃદયનો અભિપ્રાય છે. શુદ્ધાદ્વૈત એ શ્રુતિનો મત છે. તેમાં ઉત્તમ, મધ્યમ અને કનિષ્ઠ અધિકારી છે.

मायासम्बन्धरहितं शुद्धमित्युच्यते बुधैः ।

कार्यकारणरूपं हि शुद्धं ब्रह्म न मायिकम् ।। २८ ।।

इति ब्रह्मविदां हार्दं शुद्धाद्वैतं श्रुतेर्मतम् ।

तन्नोत्तमा मध्यमाश्च कनिष्ठा ह्यधिकारिणः ।। २९ ।।

જે માયાના સંબંધથી રહિત છે તેને પંડિતો શુદ્ધ કહે છે. એટલે કાર્ય તથા કારણરૂપ શુદ્ધ બ્રહ્મ છે, માયિક નથી. એવી રીતે બ્રહ્મને જાણનારાઓના હૃદયનો અભિપ્રાય છે. શુદ્ધાદ્વૈત એ શ્રુતિનો મત છે, તેમાં ઉત્તમ, મધ્યમ અને કનિષ્ઠ અધિકારી છે.

तेषां प्रतीतिः प्रथमे स्कन्धे तु श्रीहुताशनैः ।

इदं हि विश्वमित्यत्र सुबोधिन्यां निरूपिता ।। ३० ।।

તે ત્રણ પ્રકારના અધિકારીઓની પ્રતીતિ શ્રીમહાપ્રભુજીએ પ્રથમ સ્કંધમાં इदं हि विश्वम् એ શ્લોક ઉપર શ્રીસુબોધિનીજીમાં નિરૂપણ કરી છે.

...ક્રમશઃ

સંકલનઃ- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા

## સત્સંગ સૂધા

### જેને સત્સંગનો રંગ લાગતાંજ માયા છૂટી જાય

એક નાની છોકરી પોતાના પિતાને ઘેર હતી ત્યારે તેના જેવી બીજી નાની છોકરીઓ સાથે છૂટથી હસતી, બોલતી ને ફળિયામાં રમતી હતી. એ પછી એ છોકરીનું લગ્ન થયું, ત્યારે તે શરમમાં આવી ગઇ અને ઘરના કામકાજમાં લાગી ગઇ. એ પછી પેલી બીજી છોકરીઓ પોતાની સાથે રમવા માટે તે પરણેલી છોકરીને બોલાવવા લાગી, ત્યારે તેણે કહ્યું કે **હવે મારૂં લગ્ન થયું છે, માટે મારાથી હવે તમારા સાથે રમવા અવાય નહીં.**

આવીજ રીતે આપણે સત્સંગમાં ભળી જઈએ છીએ ત્યારે આપણું ઈશ્વર સાથે લગ્ન થઇ જાય છે. એ પછી તે પરણેલી છોકરીની જેમ આપણને પણ સત્સંગ છોડીને પારકા ઘરના ઓટલા ભાંગવા ગમતા નથી અને પ્રભુના નામનો રસ મૂકીને લોકની મારા-તારી સાંભળવાની ઈચ્છા થતી નથી. એવી તુચ્છ ઈચ્છાઓ તો જ્યાં સૂધી આપણે સત્સંગમાં ન ભળીએ ત્યાં સૂધીજ રહે છે. પ્રભુ સાથે લગ્ન થયા પછી પ્રભુ જેવા આનંદસ્વરૂપ ધણીને છોડીને બીજાઓની મફતની મોકાણો સાંભળવા તે કોણ જાય ? પણ યાદ રાખવા જેવું છે કે, એવા સુખસ્વરૂપ ધણી (શ્રીગોકુલેશ) સાથે સત્સંગથી જ લગ્ન સાર્થક થાય છે. સત્સંગ વિના એવો રૂડો-રૂપાળો, એવો છેલ-છબીલો, એવો શ્રીગોકુલેશ જેવો વર મળશે જ નહીં, એ નક્કી જાણવું.

...ક્રમશઃ

સંકલનઃ- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા



# શ્રીચતુર્થકુમાર શ્રીગોકુલેશપ્રભુ વ્યક્ત બત્રિસ લક્ષણ

## પંચવિશમો લક્ષણ - બહિર્મુખનો સંગ ન કરવો

અબ પંચવિશમો લક્ષણ કહેત હે :- જો વૈષ્ણવકો એસે ચહિયે જો બહિર્મુખ બેઠ્યો હોય તો વૈષ્ણવકો વા ઠોર બેઠનો નાહી. ઉનકે નિકટ જાયકે ઠાડો હોનો નાહીં. જો કદાચિત્ અવશ્ય કાર્ય હોય તો ઉનપૈ જાનો હોય તો બહુત સંભાષણ ન કરનો. જો કછુ વ્યવહાર વાર્તા કરે સો સુનિયે. પરિ આપ મૌન ગ્રહિ રહિયે. જો બહિર્મુખસો વૈષ્ણવકો મિલનો યોગ્ય નાહીં હે. ૨૫

।। ઈતિ શ્રીપંચવિશમો લક્ષણ સંપૂર્ણમ્ ।।

સંકલનઃ- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા

# આશ્રયકો પદ

શ્રીકન્હૈયા પ્રભુ (શ્રીવિઠ્ઠલેશરાયજી) કૃત આશ્રય કો પદ

હમારે શ્રીગોકુલનાથ ધની ।

ઈન્હેં છાંડી જો ઓર ચાહત હે વૃથા જન્યો જનની ।

કરીએ નહિ જુઠકો સંગ્રહ ગ્રહી એ ગ્રંથ ભની ।। ૧ ।।

સ્વરૂપ રસાવલી ગ્રંથ અમોલક જો અનમોલમની ।

વિઠ્ઠલ કહે યહ શ્રીમુખ નીરખો રહીએ રસહી સની ।। ૨ ।।

ગોકુલપતિ નિધિ નીકો ધન હે કહત હે વેદભની ।

યહ રસરૂપ ધ્યાન કરી હીરદે અમૃત એકકની ।। ૩ ।।

***।। શ્રીગોકુલનાથ કી જય ।।***

# શ્રીગોકુલેશ પાઠશાળા

## વર્ષ ૨ અંક ૯ , પોષ સુદ ૧૧, ૨૦૬૫

## શ્રીપુત્રદા એકાદશી વ્રત

શ્રીવલ્લભકુલભૂષણ સકલ શાસ્ત્ર શ્રુતિધાર,
વક્તા કર્તા રક્ષક શિક્ષક ધર્મ સુચાર.
શ્રીસુરેશપ્રભુ એક જે શ્રીગોકુલ ઘરના ધણી,
રાખી સૃષ્ટિને નિજચરણે, ધરી સિદ્ધાંતની છડી.